**ॐ नमोस्त्वनंताय सहस्र मूर्तये सहस्र पादाक्षि शिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्र कोटि युगधारिणे नमः ॥**

હજારો (અસંખ્ય) હાથ, હજારો પગ, હજારો માથાં, હજારો હૃદય, હજારો નામવાળા અને હજારો મૂર્તિરૂપ તે અનંત, અને શાશ્વત પુરૂષને નમસ્કાર હો. હજારો કરોડો યુગને ધારણ કરનાર તે દેવને નમસ્કાર હો.

**नमः कमलनाभाय नमस्ते व्यवसायिने**
**नमस्ते केशवानंद वासुदेव नमोस्तु ते ।**
**वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयं**
**सर्व भूत निवासोऽसि वासुदेव नमोस्तु ते. ॥**

જેની નાભિમાં કમલ છે તેવા કમલનાભ દેવને નમસ્કાર હો, જે આખા વિશ્વના વ્યવસાયના કારણરૂપ છે તે દેવને નમસ્કાર હો. આનંદ સ્વરૂપ (શ્રીકૃષ્ણ)ને નમસ્કાર હો. વાસુદેવ (શ્રીકૃષ્ણ) ને નમસ્કાર હો. વાસુદેવ (શ્રીકૃષ્ણ) ની ઇચ્છાથી ત્રણે ભુવન (સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ, (પ્રાણીઓ, મનુષ્યો, દેવો વિગેરેથી) ભરેલાં છે.) પ્રાણી માત્રનો આપ નિવાસ (આધાર) છો એવા વાસુદેવ આપને નમસ્કાર હો.





ब्रह्मनिष्ठ श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८
स्वामी श्री जयेन्द्रपुरीजी महाराज (मण्डलेश्वर)
टेंडीनीम गोविन्दमठ—काशी.

ॐ तत्सत् परमात्मने नमः

# कठोपनिषद्.

## પ્રથમવલ્લી.

### યમરાજ તથા નચિકેતાનો સંવાદ.

**ॐ । सहनाववतु । सहनौभुनक्तु । सहवीर्यंकरवावहै ।**
**तेजस्विनावधीतमस्तुमाविद्विषावहै ॥**
**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

તે પરમેશ્વર અર્થાત અમારું (ગુરુ, શિષ્યનું) રક્ષણ કરો. તે ફળને પ્રકાશ કરી અમારું રક્ષણ કરો. ખરેખર અમોને બ્રહ્મવિદ્યાને માટે સામર્થ્ય આપો. અમે જે કાંઈ અધ્યયન કર્યું હોય તે પ્રકાશયુક્ત થાઓ. અમોને પરસ્પર દ્વેષ મા થાઓ.

**। ॐ । उशनहवैवाजश्रवसः सर्व्ववेदसन्ददौ ।**
**तस्यहनचिकेत्तानामपुत्रआस ॥१॥**

એક વેળા વાજશ્રવસ અર્થાત્ ઉદ્દાલક નામના મુનિ વિશ્વજિત નામનો યજ્ઞ કરી સ્વર્ગના ફળની ઇચ્છા રાખતા હોવાથી સર્વ ધન, દાનમાં આપવા લાગ્યા. તેને નચિકેતા નામે પુત્ર હતો.

**तꣳहकुमारꣳसन्तंदक्षिणासुनीयमानासु ।**
**श्रद्धाऽऽविवेशसोऽमन्यत ॥२॥**

જ્યારે ત્યાં દક્ષિણા લાવવામાં આવી ત્યારે (પોતાના પિતાના હિતને ખાતર) તે બુદ્ધિમાન્ બાળકને શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તે વિચારવા લાગ્યો કેઃ

पीतोदकाजग्धतृणादुग्धदोहानिरिन्द्रियाः ।
अनन्दानामतेलोकास्तान्सगच्छतितादददत् ॥३॥

( જે યજમાન ), જેણે પૂર્વે જળપાન કર્યું છે એવી, જેણે પૂર્વે જ તૃણ ભક્ષણ કર્યું છે પણ હાલમાં નહિ એવી, પૂર્વ જેનું દૂધ દોહવામાં આવ્યું છે. એવી, નિરિન્દ્રિય અથવા ગર્ભાદિ ધારણ કરવાને અશક્ય એવી ગાયોને દાન વિશે આપે છે, તેને આનંદરહિત—દુઃખમય લોક પ્રાપ્ત થાય છે.

सहोवाचपितरंततकस्मैमान्दास्यसीति ।
द्वितीयंतृतीयन्तमहोवाचमृत्यवेत्वाददामीति ॥४॥

તેણે પોતાના પિતાને કહ્યુંઃ હે પિતા ! તમે મને કોને દક્ષિણાર્થે આપશો ? બીજીવાર તથા ત્રીજીવાર પણ તેણે તે પ્રમાણે પૂછ્યું. ( ક્રોધયુક્ત થયેલા ) તેના પિતાએ કહ્યું: ' હું તને યમને આપીશ '

बहूनामेमिप्रथमोबहूनामेमिमध्यमः ।
किंस्विद्यमस्यकर्तव्यंयन्मयाद्यकरिष्यति ॥५॥

( નચિકેતાએ વિચાર્યું ) ઘણા પુત્રોમાં હું પ્રથમ છું, ઘણામાં હું મધ્યમ છું ( પણ દુષ્ટમાં હું નથી, પણ ) યમની પાસે પિતાનું ઇષ્ટ શું કાર્ય છે, કે જે કાર્ય પિતા મારાવડે કરાવવા ધારે છે ? એમ વિચારી ( નચિકેતાએ કહ્યું. )

अनुपश्ययथापूर्वेप्रतिपश्यतथाऽपरे ।
सस्यमिवमर्त्यःपच्यतेसस्यमिवाजायतेपुनः ॥६॥

યાદ કરો, કેવી રીતે પૂર્વના પિતૃપિતામહાદિયો અર્થાત્ આપણા ઘરડાઓ વર્ત્યા હતા; વિચાર કરો કે કેવી રીતે બીજા ( શિબિ દશરથાદિ સત્પુરૂષો ) વર્તે છે. અન્નની માફક મર્ત્યલોક પક્વ થાય છે તથા અન્નની માફક તે ફરી જન્મ ધરે છે.

वैश्वानरःप्रविशत्यतिथिर्ब्राह्मणोगृहान् ।
तस्यैतांशान्तिंकुर्वन्तिहरवैवस्वतोदकम् ॥७॥

(એ પ્રમાણે નચિકેતાનું કહેવું સાંભળીને તેને ઋષિએ યમને ઘેર મોકલ્યો. યમ ઘેર ન હતા. નચિકેતા યમને ઘેર ત્રણ દિવસ પડી રહ્યા અને લાંઘણ કરી. પછી યમ આવ્યા ત્યારે તેને—યમને તેનાં ઘરનાં માણસો—સ્ત્રી વગેરે કહે છે.) જાણે અગ્નિ પોતેજ હોયની તેવો અભ્યાગત બ્રાહ્મણ ઘરમાં આવેલો છે. તેની શાંતિ એટલે તેનો સત્કાર કરવો જોઇયે. હે વૈવસ્વત, (યમરાજ) જળ લાવો.

आशाप्रतीक्षेसङ्गतꣲसूनृताञ्चेष्टापूर्तेपुत्रपशूꣲश्चसर्व्वान् ।
एतद्वृङ्क्तेपुरुषस्याल्पमेधसोयस्यानश्नन्वसतिब्राह्मणोगृहे ॥८॥

જેના ઘરમાં ભોજન લીધા વગર બ્રાહ્મણ અભ્યાગત રહે છે તે મૂર્ખ, બુદ્ધિ હીન માણસ આશા (એટલે જે વસ્તુની પ્રાપ્તિ નક્કી નથી તેની ઇચ્છા,) પ્રતિક્ષા (એટલે જે વસ્તુની પ્રાપ્તિ નક્કી છે તેની ઇચ્છા.) સત્સંગથી થતું ફળ, સુખ કરવાવાળી વાણી, યજ્ઞથી ઇચ્છિત ફળ, વાવ, કુવા, સરોવર, બાગબગીચા, અનાથગૃહ, ઇત્યાદિક ધાર્મિક દયાના કર્મનું ફળ, પુત્ર, પશુ, એ સર્વ વસ્તુ બગે છે—(એટલે એ સઘળાનો તેને નાશ થાય છે.)

तिस्रोरात्रीर्यदवात्सीर्गृहेमेऽनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः ।
नमस्तेऽस्तुब्रह्मन्स्वस्तिमेऽस्तुतस्मात्प्रतित्रीन्वरान्वृणीष्व ॥९॥

( યમરાજ નચિકેતા પાસે જઇને કહે છે, ) હે બ્રાહ્મણ, તું નમસ્કાર કરવાને યોગ્ય, મારે ઘેર અતિથિ (જેને આવવાનો દિવસ નક્કી નથી તે) થઇને ત્રણ રાત ભોજન વિના રહ્યા, તને મારા નમસ્કાર છે, તારી કૃપાથી મારૂં કલ્યાણ થાઓ, હે બ્રાહ્મણ, તેટલા માટે (તું ત્રણ રાત ભોજન વિના રહ્યો તેટલા માટે) ત્રણ વર માગ.

शान्तसङ्कल्पःसुमनायथास्याद्वीतमन्युर्गौतमोमामभिमृत्यो ।
त्वत्प्रसृष्टंमाभिवदेत्प्रतीतएतत्त्रयाणांप्रथमंवरंवृणे ॥१०॥

( નચિકેતા કહે છે ) હે મૃત્યુ, ગૌતમવંશી મારા પિતાના મનના સંકલ્પ શાંત થાય, તેમનું ચિત્ત પ્રસન્ન થાય, તે ક્રોધ રહિત થાય, અને આપનો મોકલેલો હું તેમની પાસે જાઉં તો મને ઓળખે અને મારી સાથે બોલે—એ પ્રમાણેનો, ત્રણમાંથી પહેલો વર હું માગું છું.

**यथापुरस्ताद्भविताप्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः ।**
**सुखंरात्रीःशयितावीतमन्युस्त्वांददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥**

( યમ રાજ કહે છે ) તારા પિતા આરૂણિ અને ઉદ્દાલક, પહેલાં તારે વિશે જેવું હેત રાખતા હતા તેવાજ હેતવાળા, મારા મોકલેલા સંદેશાથી, થશે અને તને મારા મોંઢાડામાંથી બચેલા જોઈને તને ઓળખશે, ને રાત્રિએ સુખેથી સુશે અને ક્રોધ રહિત થઈ જશે.

**स्वर्गेलोकेनभयंकिञ्चनास्तिनतत्रत्वंनजरयाबिभेति ।**
**उभेतीर्त्वाऽशनायापिपासेशोकातिगोमोदतेस्वर्गलोके ॥१२॥**

( નચિકેતા કહે છે ) સ્વર્ગ લોકને વિશે કિંચિત્ માત્ર પણ ભય નથી; ત્યાં તમે નથી, ( તમારૂં જોર સ્વર્ગમાં ચાલતું નથી ) ઘડપણ–વૃદ્ધાવસ્થાનો ત્યાં ભય નથી, ભૂખ અને તરસ બન્નેને તરીને, શોકથી છુટા થઈને, મનુષ્ય, સ્વર્ગને વિશે આનંદ કરે છે.

**सत्वमग्निंस्वर्ग्यमध्येषिमृत्योप्रब्रूहितं श्रद्दधानायमह्यम् ।**
**स्वर्गलोकाअमृतत्वंभजन्तएतद्द्वितीयेनवृणेवरेण ॥१३॥**

હે મૃત્યુ. સ્વર્ગની પ્રાપ્તિનો જે અગ્નિ છે, તે શું છે? તે હું જે આસ્થાવાળો છું તેને કહો, જેનાવડે સ્વર્ગના લોક દેવ ભાવને અથવા અમર સ્થિતિને ભોગવે છે. તે શું છે. તે હું બીજા વરદાનથી જાણવા માગું છું.

**प्रतेब्रवीमितदुमेनिबोधस्वर्ग्यमग्निंनचिकेतः प्रजानन् ।**
**अनन्तलोकाप्तिमथोप्रतिष्ठांविद्धित्वमेतंनिहितंगुहायाम् ॥१४॥**

(યમ કહે છે) હે નચિકેતા, એ સ્વર્ગ સાધન અગ્નિ વિશે, તેને જાણનારો હું, તને કહું છું, તે તું સાવધાન થઈ સાંભળ, એ અનંત-લોક—અનંત સૃષ્ટિનું દર્શન કરાવવાવાળો, સર્વલોકની સ્થિતિનું કારણ અથવા સાધન છે અને બુદ્ધિ રૂપી ગુફામાં રહેલો છે, એમ તું જાણી લે.

**लोकादिमग्निंतमुवाचतस्मैया इष्टकायावतीर्वायथावा ।**
**सचापितत्प्रत्यवदद्यथोक्तमथास्यमृत्युःपुनरेवाहतुष्टः ॥१५॥**

યમરાજે નચિકેતાને સર્વ લોક અથવા સૃષ્ટિનું મુળ કારણ જે અગ્નિ તેનું તથા યજ્ઞ વેદીમાં ચણવાની ઈંટનું, ને કેટલી જોઈએ અને કેવી રીતે મુકવી જોઈયે, એ સઘળાનું વ્યાખ્યાન કરી બતાવ્યું. જે ક્રમથી યમરાજે કહ્યું તેજ ક્રમથી નચિકેતા સઘળું બોલી ગયો. યમ-રાજ તેથી વધારે પ્રસન્ન થઇને ફરીથી બોલ્યા.

**तमब्रवीत्प्रीयमाणोमहात्मावरन्तवेहाद्यददामिभूयः ।**
**तवैवनाम्नाभविताऽयमग्निःसृङ्काञ्चेनामनेकरूपाङ्गृहाण ॥१६॥**

પ્રસન્ન થયલા મહાત્મા (યમરાજે) તેને (નચિકેતાને) કહ્યું કે તને ફરીથી હું બીજું આ વરદાન આપું છું કે એ અગ્નિ તારાજ નામથી પ્રસિદ્ધ થશે, આ અનેક રૂપવાળી (બહુ મુલ્યવાન) માળા તું લે.

**त्रिणाचिकेतस्त्रिभिरेत्यसन्धिंत्रिकर्मकृत्तरतिजन्ममृत्यू ।**
**ब्रह्मजज्ञन्देवमीड्यं विदित्वानिचाय्येमांशान्तिमत्यन्तमेति॥१७॥**

એ નાચિકેત નામના અગ્નિનું ત્રણ વાર આવાહન કરીને, ત્રણ સંધિને પ્રાપ્ત કરીને એટલે મેળવીને, ત્રણ પ્રકારનાં કર્મ જે કરે છે તે જન્મ મરણને ઓળંગી જાય છે. તેને બ્રહ્મ એટલે હિરણ્યગર્ભથી ઉત્પન્ન થયલો જાણે છે, પ્રકાશમાન છે અને સ્તુતિ કરવાને યોગ્ય છે, તેને શાસ્ત્રથી જાણીને (અથવા આત્મભાવથી દેખીને) અત્યંત શાંતિને પામે છે.

**त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वायएवंविद्वांश्चिनुतेनाचिकेतम् ।**
**समृत्युपाशानपुरतःप्रणोद्यशोकातिगोमोदते स्वर्गलोके ॥१८॥**

નાચિકેત અગ્નિને જાણનારો ઉપર જે ત્રણ રીત બતાવી તે રીતે અગ્નિને સમાપ્ત કરે છે તે વિદ્વાન, પહેલાંથી મરણના પાશમાંથી છુટો થઇને પ્રાણ છોડે છે અને શોક રહિત થઇને સ્વર્ગ લોકમાં આનંદ પામે છે.

**एषतेऽग्निर्नचिकेतःस्वर्ग्योयमवृणीथाद्वितीयेनवरेण ।**
**एतमग्नितवैवप्रवक्ष्यन्तिजनासस्तृतीयंवरन्नचिकेतोवृणीष्व॥१९॥**

હે નચિકેતા, તેં બીજા વરદાનમાં જે અગ્નિને વિશે માગ્યું, તે સ્વર્ગના સાધનરૂપ અગ્નિનું મેં તને કહ્યું. એ અગ્નિ તારા નામથી લોકોમાં ઓળખાશે, હવે નચિકેતા ત્રીજું વરદાન તું માગ.

**येयम्प्रेतेविचिकित्मामनुष्येऽस्तीत्ये केनायमस्तीतिचैके ।**
**एतद्विद्यामनुशिष्टस्त्वयाहंवराणामेषवरस्तृतीयः ॥२०॥**

મનુષ્યના મરી ગયા પછી કેટલાક કહે છે કે આત્મા છે અને કેટલાક કહે છે કે નથી, તો એ વિશે મને સંશય છે, તેથી આપથી ઉપદેશ પામીને હું એ જાણું એવું, વરદાનોમા ત્રીજું વરદાન માંગું છું.

**देवैरत्रापिविचिकित्सितंपुरानहिसुविज्ञेयमणुरेषधर्मः ।**
**अन्यंवरंनचिकेतोवृणीष्वमामोपरोत्सीरतिमासृजनम ॥२१॥**

( યમ કહે છે ) પૂર્વે દેવતાઓને પણ એ વિશે સંશય થયો હતો, એ વિષય સહુને સુગમ અથવા સહેલથી જણાય તેવો નથી, તે ધર્મ ઘણોજ સૂક્ષ્મ-બારીક છે હે નચિકેતા, બીજું વરદાન માગ, મારા ઉપર બહુ દબાણ નહિ કર, અને આ કઠિન માગણું છોડી દે.

**देवैरत्रापिविचिकित्सितंकिलत्वञ्चमृत्योयन्नसुविज्ञेयमात्थ ।**
**वक्ताचास्यत्वादृगन्योनलभ्योनान्योवरस्तुल्य एतस्य कश्चित् ॥**

(નચિકેતા કહે છે) હે મૃત્યુ, આ વિશે દેવતાઓને પણ સંશય થયો હતો અને એ વિષય સહુને સુગમ અથવા સ્હેલથી જણાય

તેવો નથી એમ આપે કહ્યું તો એ વિશે કહેવાવાળો અથવા ઉપદેશ કરવાવાળો આપના જેવો કયાં મળે ( નહિ મળે ) અને એ વરદાનના જેવું બીજું વરદાન પણ નથી.

**शतायुषःपुत्रपौत्रानवृणीष्वबहूनपशूनहस्तिहिरण्यमश्वान् ।**
**भूमेर्महदायतनंवृणीष्वस्वयश्चजीवशरदोयावदिच्छसि ॥२३॥**

( યમરાજા કહે છે. ) સો વર્ષના આવરદાવાળા છોકરા અને છોકરાના છોકરા માગ, ઘણાં પશુ, હાથી, સોનું, ઘોડા ( માગ ) પૃથ્વીનાં મોટાં મંડળ માગ ( એટલે રાજ માગ, ) અને જેટલી શરદ ઋતુ તારી ઇચ્છા હોય તેટલી શરદ્ ઋતુ તું જીવ.

**एतत्तुल्यंयदिमन्यसेवरंवृणीष्ववित्तंचिरजीविकाश्च ।**
**महाभूमौनचिकेतस्त्वमेधिकामानांत्वाकामभाजंकरोमि ॥२४॥**

હે નચિકેતા, એના સરખું બીજું તું માનતો હોય તો તે વરદાન માગ. વિત્ત એટલે સોનું, રત્ન, ઇત્યાદિ સુખસાધન, સદાય જીવવું એ માગ, ચક્રવર્તિ રાજ્ય માગ, તારી જે જે ઇચ્છા હોય તે સઘળીનો ભોક્તા તને હું કરૂં.

**येयेकामादुर्लभामर्त्यलोकेसर्वानकामा श्छन्दतःप्रार्थयस्व**
**इमारामाःसरथाःसतूर्य्यानहीदृशालम्भनीयामनुष्यैः।**
**आभिर्मत्प्रत्ताभि·परिचारयस्वनचिकेतोमरणंमानु प्राक्षीः॥२५॥**

જે જે ઇચ્છા મનુષ્ય લોકમાં મળવી કઠિણ છે તે સઘળી તારા મનથી મંગાય તેમ માગ. રથ ઉપર બેઠેલી, જેની સાથે વાજીત્ર–વાજતં વાગી રહેલાં છે, પુરૂષને વિલાસથી રમાડનારી સ્ત્રીઓ –અપ્સરાઓ માગ. એના જેવી મનુષ્ય લોકમાં મળનારી નથી. મારી આપેલી એ સ્ત્રીઓ પાસે, હે નચિકેતા, સેવા કરાવ, અને મરણ સંબંધી (આત્મજ્ઞાન સંબંધી)નહિ પુછ.

**श्वोभावामर्त्यस्ययदन्तकैतत्सर्वेन्द्रियाणाञ्जरयन्तितेजः ।**
**अपिसर्वंजीवितमल्पमेवतवैववाहास्तवनृत्यगीते ॥२६॥**

નચિકેતા કહે છે. હે મૃત્યુ, એ ભોગ હમણાં છે અને પછી નથી. એ ભોગ માણસની સર્વ ઇંદ્રિઓનું તેજ નાશ કરી નાંખે છે. બ્રહ્માનું આવરદા પણ ટુંકું છે. માટે તમારા રથાદિક તથા નાચ ગાયન તમારી પાસેજ રહો.

**नवित्तेनतर्पणीयोमनुष्योलप्स्यामहेवित्तमद्राक्ष्मचेत्त्वा ।**
**जीविष्यामोयावदीशिष्यसित्वंवरस्तुमेवरणीयः स एव ॥२७॥**

વિત્તથી માણસને તૃપ્તિ થતી નથી, જો આપનાં દર્શન થયાં તો વિત્ત પ્રાપ્ત થશે. જ્યાં સુધી આપ મારા રક્ષણ કરનાર મારા ધણી રહેશો ત્યાં સુધી હું જીવીશ, માટે જે વરદાન માગવા યોગ્ય છે તે તેજ છે (કે જે મેં પ્રથમ માંગેલું છે.)

**अजीर्यताममृतानामुपेत्यजीर्यन्मर्त्यःक्वधःस्थःप्रजानन् ।**
**अभिध्यायनवर्णरतिप्रमोदानतिदीर्घेजीवितेकोरमेत ॥२८॥**

શરીરના સૌંદર્યથી થતા સુખને (યથા સ્વરૂપ એટલે નાશવાન્) સમજતો, જરા એટલે ઘડપણનો જેને બાધ નથી એવા મુક્તિ પામેલા જીવોના પદને પામીને, અને પૃથ્વી જે નીચું સ્થળ છે ત્યાં રહેલો, વૃદ્ધાવસ્થાનો અનુભવ કરતો, કોણ પુરૂષ છે કે જે લાંબા જીવનમાં રમે ? (લાંબા જીવનની ઇચ્છા રાખે ? કોઈ નહિ.)

**यस्मिन्निदंविचिकित्सन्तिमृत्योयत्साम्परायेमहतिब्रूहिनस्तत् ।**
**योऽयंवरोगूढमनुप्रविष्टोनान्यस्तस्मान्नचिकेतावृणीते ॥२९॥**

હે મૃત્યુ, આ વિષયને માટે સંશય કરવામાં આવે છે, તો મોટું મોક્ષ દશાનું જ્ઞાન મને તમે કહો. અહિં છુપા અથવા નહિં કહેવા જેવા વરદાનની વાત ચાલી રહે છે, તે વરદાન શિવાય બીજું વરદાન નચિકેતા માગતો નથી.

**॥ इति प्रथमावल्लि समाप्ता ॥**

# દ્વિતીયવલ્લી.

अन्यच्छ्रेयोऽन्यदुतैवप्रेयस्तेउभेनानार्थेपुरुषꣳसिनीतः ।
तयोःश्रेयआददानस्यसाधुर्भवतिहीयतेऽर्थाद्यउप्रेयोवृणीते ॥१॥

યમરાજ કહે છે–શ્રેય જુદું છે અને પ્રેય જુદું છે, અને એ બન્ને જુદાં જુદાં પ્રયોજન–કારણ માટે પુરૂષને બંધન કરે છે. એ એમાંથી શ્રેયનું ગ્રહણ કરનારનું કલ્યાણ થાય છે અને પ્રેયનું ગ્રહણ કરનાર પ્રયોજન અથવા હેતુથી ભ્રષ્ટ થાય છે.

श्रेयश्चप्रेयश्चमनुष्यमेतस्तौसम्परीत्यविविनक्तिधीरः ।
श्रेयोहिधीरोऽभिप्रेयसोवृणीतेप्रेयोमन्दोयोगक्षेमादूवृणीते ॥२॥

મનુષ્યની આગળ શ્રેય અને પ્રેય–સાચું ને સ્વાદુ બન્ને છે. ધીર પુરૂષ છે તે બુદ્ધિથી નિશ્ચય કરીને બન્ને ને જુદાં પાડે છે, સાચું તેજ મારૂં છે એમ ધીર પુરૂષ માનીને ગ્રહણ કરે છે અને પોતાના શરીરની રક્ષા અને સુખને અર્થે ઓછી બુદ્ધિવાળો સ્વાદુને ગ્રહણ કરે છે.

सत्वंप्रियानप्रियरूपांश्चकामानभिध्यायन्नचिकेतोऽत्यस्राक्षीः ।
नैताꣳसृङ्कांवित्तमयीमवाप्तोयस्याम्मज्जन्तिबहवोमनुष्याः ॥३॥

હે નચિકેતા, પ્રિયાન્ એટલે પુત્ર પુત્રાદિક, સુંદર રૂપ એટલે અપ્સરાઓની ઇચ્છા, ઉંડો વિચાર કરીને તેં છોડી દીધાં, અને ધન, ભોગ, ઐશ્વર્યની (મૂલ્યવાન્ રત્નમાળારૂપ) બેડી જેમાં ઘણા માણસો ફસાઈ રહે છે તેમાં પણ તું લોભાયો નહિ.

दुरमेतेविपरितेविषूचीअविद्यायाचविद्येतिज्ञाता ।
विद्याभीप्सितन्नचिकेतसंमन्येनत्वाकामाबहवोलोलुपन्तः॥४॥

એ બે (શ્રેય અને પ્રેય) ની વચ્ચે ઘણોજ અંતર છે, એક બીજાથી ઉલટાં છે અને વિલક્ષણ ગતીનાં છે, તે વિદ્યા અને અવિ-

દ્યાથી ઓળખાય છે. તને નચિકેતાને વિદ્યાનો ચાહનારો હું માનું છું, બહુ બહુ ભોગ ઇચ્છાથી તું લોભાયો નથી.

**अविद्यायामन्तरेवर्त्तमानाःस्वयन्धीराःपण्डितम्मन्यमानाः ।**
**दन्द्रम्यमाणापरियन्तिमूढाअन्धेनैवनीयमानायथाऽन्धाः ॥५॥**

અવિદ્યામાં રહેનારા, અમે પંડિત, શાસ્ત્રમાં કુશળ છીએ એમ માનનારા, ઉલટા-વાંકાચુકા માર્ગમાં જનારા, મૂર્ખ, આંધળાને દોરનારો આંધળો હોય તેમ, આમ તેમ ભટકે છે.

**नसाम्परायःप्रतिभातिबालंप्रमाद्यन्तंवित्तमोहेनमूढम् ।**
**अयंलोकोनास्तिपरइतिमानीपुनःपुनर्वशमापद्यतेमे ॥६॥**

વિવેકહીન અથવા બાળક બુદ્ધિ, પ્રમાદી અથવા એશીકર, મુરખ અથવા અજ્ઞાનીને વિત્ત એટલે ધન–સંપત્તિના મોહથી કરીને કલ્યાણનાં સાધન દેખાતાં નથી. તેના મનમાં આજ લોક (એક) છે અને બીજું કંઇ નથી. આવા માની માણસ ફરી ફરીને મને આધિન થાય છે. (જન્મ મરણ પામે છે.)

**श्रवणायाऽपिबहुभिर्योनलभ्यःशृण्वन्तोऽपिबहवोयन्नविद्युः ।**
**आश्चर्योऽस्यवक्ताकुशलोऽस्यलब्धाऽऽश्चर्योज्ञाताकुशलानुशिष्टः॥**

ઘણાને તો તેનું (આત્મા અથવા પરમાત્માનું) કથન પણ પ્રાપ્ત થતું નથી, જેઓ તેનું કથન સાંભળનારા છે તેમાં ઘણા તેને જાણતા નથી. તેનું યથાર્થ કથન કરવાવાળો આશ્ચર્ય રૂપ છે, (કોઇકજ છે.) તેને પામવાવાળો નિપુણ એટલે ચતુર પણ કોઇક છે, કુશળ આચાર્યથી ઉપદેશ પામીને તેને ઓળખવાવાળો આશ્ચર્ય રૂપ છે. (કોઇકજ છે) (તેના શ્રોતા વક્તા બહુજ દુર્લભ છે.)

**ननरेणावरेणप्रोक्तएषसुविज्ञेयोबहुधाचिन्त्यमानः ।**
**अनन्यप्रोक्तेगतिरत्रनास्त्यणीयान्ह्यतर्क्यमनुप्रमाणात् ॥८॥**

બહુ બહુ પ્રકારે જેનું ચિંતન કરવામાં આવ્યું છે એવો જે

એ આત્મા તે એ શિવાય બીજા માણસના એટલે સંસારી માણસના ઉપદેશથી સહેલથી ઓળખી શકાતો નથી; જ્ઞાનનિષ્ટ આચાર્યના ઉપદેશથી અસ્થિરતા–ચંચળતા રહેતી નથી. તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ (બારીકથી પણ બારીક) અને કલ્પનામાં નહિ આવે એવો છે.

**नैषातर्केणमतिरापनेयाप्रोक्तान्येनैवसुज्ञानायप्रेष्ठ ।**
**यान्त्वमापःसत्यधृतिर्बतासित्वादृङ्नोभूयान्नचिकेतःप्रष्टाः ।९॥**

એ મતિ એટલે બુદ્ધિ તર્કથી મળી શકતી નથી, હે વહાલા, શાસ્ત્ર જાણવાવાળાથી તેનો ઉપદેશ થતાં સારી રીતે તે સમજાય છે, તે તું પામ્યો છે. તું સત્ય ધૈર્યવાળો છે. હે નચિકેતા તારા જેવો પુછવાવાળો મને ફરી ફરીને હોજો. (મળજો)

**जानाम्यहंᳵ शेवधिरित्यनित्यंनह्यध्रुवैःप्राप्यतेहिध्रुवन्तत् ।**
**ततोमयानाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैःप्राप्तवानस्मिनित्यम् ॥**

ધન સંપત્તિ અનિત્ય છે એમ હું જાણું છું. અનિત્યથી નિત્યની પ્રાપ્તિ થતી નથી. તેથી અનિત્ય વસ્તુથી નાચિકેત નામનો અગ્નિ મેં પરિપૂરણ કીધો છે અને નિત્યને પામ્યો છઉં.

**कामस्याप्तिंजगतःप्रतिष्ठांक्रतोरानन्त्यमभयस्यपारम् ।**
**स्तोमंमहदुरुगायंप्रतिष्ठांदृष्ट्वाधृत्याधीरोनचिकेतोऽत्यस्राक्षीः**

હે ધીર નચિકેતા, કામનાની પ્રાપ્તિને, જગતની સ્થિતિને, યજ્ઞના પાર વિનાના ફળને, ભય વગરની સ્થિતિને, સ્તુતિ કરવા યોગ્ય, અને જેની મોટી કીર્તિ ગવાય છે એવી પ્રતિષ્ટાની પ્રાપ્તિને, ધૈર્યથી નિહાળી જોઈ–તેનો વિચાર કરી જોઈ તેં છોડી દીધાં છે.

**तन्दुर्दर्शंगूढमनुप्रविष्टंगुहाहितंगह्वरेष्ठम्पुराणम् ।**
**अध्यात्मयोगाधिगमेनदेवम्मत्वाधीरोहर्षशोकौजहाति ॥१२॥**

(આત્મા વિશે કહે છે) તે દેખાવવો ઘણો કઠિન છે, છુપો વ્યાપિ રહેલો છે, બુદ્ધિમાં ઠરેલો છે, અને ગુફામાં સ્થિત છે, તે

સનાતન દેવ છે અને અધ્યાત્મયોગથી (એટલે આત્મા વિશે ચિત્તની એકાગ્રતા કરવાથી) પ્રાપ્ત થાય છે, એમ માનીને ધીર પુરૂપ હરખ શોક બન્નેને છોડી દે છે.

**एतच्छ्रुत्वासम्परिगृह्यमर्त्यःप्रवृह्यधर्म्यमणुमेतमाप्य ।**

**समोदतेमोदनीयᳪंहिलब्ध्वाविवृतᳪंसद्मनचिकेतसम्मन्ये ॥१३॥**

મરણને વશ છે એવો મનુષ્ય એ ( આત્મતત્વને ) સાંભળીને અને તેને ગ્રહણ કરીને અને ધર્મરૂપ ઘણો બારીક એવો જે આત્મા તેને પરિશ્રમથી પામીને, આનંદ પામે છે, કેમકે તે હર્ષ–અથવા આનંદ કરવા યોગ્યને પામ્યો છે. નચિકેતાને માટે બારણાં ખુલ્લાં થઇ ગયાં છે, એમ હું માનું છું.

**अन्यत्रधर्म्मादन्यत्राधर्म्मादन्यत्रास्मात्कृताकृतात् ।**

**अन्यत्रभूताच्चभव्याच्चयत्तत्पश्यसितद्वद ॥१४॥**

નચિકેતા કહે છે–જે ધર્મથી ભિન્ન છે, અધર્મથી ભિન્ન છે, કારણ કાર્યથી ભિન્ન છે, જેને ભૂત નથી અને ભવિષ્ય નથી, તેને આપ જાણો છો, તે મને કહો અથવા સમજાવો.

**सर्व्वेवेदायत्पदमामनन्तितपाᳪंसिसर्व्वाणिचयद्वदन्ति**

**यदिच्छन्तोब्रह्मचर्य्यंचरन्तितत्तेपदᳪंसङ्ग्रहेणब्रवीम्योमित्येतत् ॥**

યમરાજ કહે છે–જે પદ અથવા શબ્દનું વેદ પ્રતિ પાદન કરે છે, તપ અનુષ્ટાન જેને પોકારીને કહે છે, જેની ઇચ્છા કરનાર બ્રહ્મચર્ય પાળે છે, તે પદ તને સંક્ષેપમાં કહું છું–તે ૐ છે.

**एतद्ध्येवाक्षरंब्रह्मएतदेवाक्षरंपरम ।**

**एतद्ध्येवाक्षरंज्ञात्वायोयदिच्छतितस्यतत् ॥१६॥**

નિશ્ચય એજ અક્ષર ૐ બ્રહ્મ છે, એજ અક્ષર ૐ પરમ એટલે સર્વોત્તમ છે, એ અક્ષરને ૐ જાણીને જે જેવી ઇચ્છા કરે છે તેવી ઇચ્છા તેની થાય છે. (જે ૐ ની ઉપાસના કરે છે. તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.)

एतदालम्बनꣳश्रेष्टमेतदालम्बनम्परम् ।
एतदालम्बनंज्ञात्वाब्रह्मलोकेमहीयते ॥१७॥

આ (પ્રકારનું) સાધન શ્રેષ્ટ છે, આ સાધન બીજાં બધાંથી વેગળું-ઉંચું છે, એ સાધનને જાણીને બ્રહ્મ લોકને વિશે મહિમાવાળો થાય છે.

नजायतेम्रियतेवाविपश्चिन्नायंकुतश्चिन्नबभूवकश्चित् ।
अजोनित्यशाश्वतोऽयम्पुराणोनहन्यतेहन्यमानेशरीरे ॥१८॥

એ એટલે આત્મા જન્મતો નથી અને મરતો નથી, તે સર્વજ્ઞ છે, તે કશાથી ઉત્પન્ન થયો નથી, અને તેનાથી કંઇ થયું નથી. તે જન્મ રહિત, નિત્ય, હંમેશ છે તેવોજ છે પુરાણો એટલે સનાતન છે અને શરીર હણાયાથી તે હણાતો નથી, (શરીરનો નાશ થવાથી તે નાશ પામતો નથી.)

हन्ताचैन्मन्यतेहन्तुꣳहतश्चेन्मन्यतेहतम् ।
उभौतौनविजानीतोनायꣳहन्तिनहन्यते ॥१९॥

જો હણનારો-મારી નાખનારો-મારી નાખવાનું માને છે અને હણાયલો-મારયો ગયલો-હણાયો છું એમ માને છે તો તે બન્ને જાણતા-સમજતા નથી. આ હણતો નથી અને પેલો હણાતો નથી.

अणोरणीयान्महतोमहीयानात्माऽस्यजन्तोर्निहितोगुहायाम् ।
तमक्रतुःपश्यतिवीतशोकोधातुप्रसादान्महिमानमात्मनः ॥२०॥

તે (એટલે આત્મા) બારીકથી પણ બારીક છે, મોટાથી પણ મોટો છે, સર્વ પ્રાણીને વિશે બુદ્ધિરૂપ ગુફામાં રહેલો છે, તેને નિષ્કામ પુરૂષ, શોક રહિત જે થયલો છે તે, જોય છે, અને આત્માના મહિમાને, બુદ્ધિ અથવા ઇશ્વરની કૃપાથી જાણે છે.

आसीनोदूरंव्रजतिशयानोयातिसर्व्वतः ।
कस्तम्मदामदन्देवंमदन्योज्ञातुमर्हति ॥ २१ ॥

એ અચળ છતાં દૂર–આઘે જાય છે, સુતેલો છતાં સઘળી જગે ફરી વળે છે, મદવાળા અને મદ રહિત એ દેવને મારા શિવાય બીજો કોણ જાણવાને શક્તિમાન છે.

**अशरीरꣳशरीरेष्वनवस्थेष्ववस्थितम् ।**
**महान्तंविभुमात्मानंमत्वाधीरोनशोचति ॥ २२ ॥**

શરીર વિષે શરીર વિનાનો, અસ્થિરને વિશે સ્થિર અથવા એક રસ, અનંત, સર્વ વ્યાપક, એવો આત્માને જાણીને ધીર પુરૂષ શોકને પામતો નથી.

**नायमात्माप्रवचनेनलभ्योनमेधयानबहुनाश्रुतेन ।**
**यमेवैषवृणुतेतेनलभ्यस्तस्यैषआत्माविवृणुतेतनूꣳस्वाम् ॥ २३ ॥**

એ આત્મા સમજાવ્યાથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિથી નહિ, બહુ શાસ્ત્ર સાંભળ્યાથી નહિ. તેનું જે ચિંતન કરે છે અથવા જે તેની પ્રાર્થના કરે છે–સ્તુતિ કરે છે તેને તે પ્રાપ્ત થાય છે, અને એવા માણસને આત્મા પોતાનું યથાર્થ સ્વરૂપ પ્રગટ કરે છે.

**नाविरतोदुश्चरितान्नाशान्तोनासमाहितः ।**
**नाशान्तमानसोवाऽपिप्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥**

પાપ કર્મ કરવાથી જે અટક્યો નથી, જેની ઇંદ્રિયો શાંત થઇ નથી, ચિત્તની ચંચળતા જેની ગઇ નથી, જે શાંત મનવાળો નથી, તે આત્માને પામતો નથી, વિજ્ઞાનથીજ તેને પામી શકાય છે.

**यस्यब्रह्मचक्षत्रञ्चउभेभवतओदनम् ।**
**मृत्युर्यस्योपसेचनंकइत्थावेदयत्रसः ॥ २५ ॥**

જેને બ્રાહ્મણ અને ક્ષત્રિ બન્ને ભોજન રૂપ–ભક્ષ છે, અને મૃત્યુ શાક છે–તેને કોણ જાણી શકે કે ક્યાં છે.

**॥ इति द्वितीयावल्ली समाप्ता ॥**

## તૃતીય વલ્લી.

ऋतंपिबन्तौसुकृतस्यलोकेगुहांप्रविष्टौपरमेपरार्द्धे ।
छायाऽऽतपौब्रह्मविदोवदन्तिपञ्चाग्नयोयेचत्रिणाचिकेताः ॥१॥

અને, પોતાના કરેલાં કર્મના ફળને લોકમાં ભોગવતાં, ગુફામાં ભરાઇ રહેલા, અને ઉત્કૃષ્ટ સ્થાનને પામેલા તે બેને, બ્રહ્મને જાણુનારા, છાયા અને પ્રકાશ કહે છે, અને તેમજ પંચાગ્નિ સાધવાવાળા અને ત્રણ વાર નચિકેત નામે અગ્નિને જેણે કરેલો છે તે પણ (કહે છે.)

यःसेतुरीजानानामक्षरंब्रह्मयत्परम् ।
अभयंतितीर्षतांपारंनाचिकेतंशकेमहि ॥ २ ॥

જે યજ્ઞ કરવાવાળાનો પુલ છે, અવિનાશી સર્વોત્તમ બ્રહ્મ છે, તરવાની ઇચ્છા રાખનારનો ભય વગરનો જે કીનારો છે, તે નાચિકેત અગ્નિને જાણવાને, અમે સમર્થ છીએ.

आत्मानंरथिनंविद्धिशरीरंरथमेवतु ।
बुद्धिन्तुसारथिंविद्धिमनःप्रग्रहमेवच ॥३॥

આત્માને રથનો સ્વામિ જાણ, અને શરીરને રથ, બુદ્ધિને સારથિ જાણ, મનને લગામ અથવા અછોડા (જાણુ).

इन्द्रियाणिहयानाहुर्विषयांस्तेषुगोचरान ।
आत्मेंद्रियमनोयुक्तंभोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥

ઇંદ્રિઓને ઘોડા કહે છે, ઇંદ્રિયોના વિષય માર્ગ અથવા રસ્તા છે, ઇંદ્રી અને મન સહિત જે આત્મા તેને વિવેક બુદ્ધિવાળા ભોક્તા કહે છે.

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेनमनसासदा ।
तस्येन्द्रियाण्यवश्यानिदुष्टाश्वाइवसारथेः ॥ ५ ॥

જે અવિવેકી થાય, અને હંમેશ એકાગ્ર અથવા સાવધ જેનું મન નથી તેને, રથ હાંકનારને દુષ્ટ ઘોડાઓની પેઠે, ઈંદ્રીઓ વશ રહેતી નથી.

यस्तुविज्ञानवान्भवतियुक्तेनमनसासदा ।
तस्यैंद्रियाणिवश्यानिसदश्वाइवसारथेः ॥ ६ ॥

જે વિવેકવાળો છે અને મન સદા સાવધ છે તેને. રથ હાંકનારાને સારા ઘોડાઓની પેઠે, ઇંદ્રીઓ વશ રહે છે.

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कःसदाऽशुचिः ।
नसतत्पदमाप्नोतिसंसारश्चाधिगच्छति ॥ ७ ॥

જે વિવેક વગરનો, વ્યાકુળ અથવા અવ્યવસ્થિત મનવાળો, હંમેશ અશુદ્ધ, હોય છે તે તે (પરમ) પદને પામતો નથી, ને સંસારમાં ફરી ફરીને આવે છે.

यस्तुविज्ञानवान्भवतिसमनस्कःसदाशुचिः ।
सतुतत्पदमाप्नोतियस्माद्भूयोनजायते ॥ ८ ॥

વિવેકવાળો, એકાગ્ર મનવાળો, હંમેશ શુદ્ધ. જે હોય છે તે, તે પદને પામે છે અને ફરીથી જન્મ લેતો નથી.

विज्ञानसारथिर्यस्तुमनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनःपारमाप्नोतितद्विष्णोःपरम्पदम् ॥ ९ ॥

વિવેકવાળો જેને સારથિ છે. જે એકાગ્ર ચિત્તનો છે તે રસ્તો પાર ઉતરી જાય છે, વિષ્ણુના પરમપદને પામે છે.

इन्द्रियेभ्यःपराह्यर्थाअर्थेभ्यश्चपरंमनः ।
मनसश्चपराबुद्धिर्बुद्धेरात्मामहान्परः ॥ १० ॥

ઇંદ્રિયોથી, ઈંદ્રિયોના વિષય સૂક્ષ્મ અથવા પર છે, તે વિષયથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે, અને બુદ્ધિથી સૂક્ષ્મ મહત્તત્વ છે.

महत परमव्यक्तमव्यक्तात्पुरुषःपर ।
पुरुषान्नपरंकिञ्चित्साकाष्ठासापरागतिः ॥ ११ ॥

મહત્તત્વથી સૂક્ષ્મ માયા છે, માયાથી પુરૂષ-પરમાત્મા પર છે, પુરૂષથી પર કંઇજ નથી, એજ અવસ્થા છેવટની છે, અને તેજ શ્રેષ્ટ ગતિ છે.

एषसर्व्वेषुभूतेषुगूढात्मानप्रकाशते ।
दृश्यतेत्वग्र्यचयाबुद्धयासूक्ष्मयासूक्ष्मदर्शिभिः ॥१२॥

એ આત્મા પ્રાણી માત્રમાં છુપો રહેલો છે, તે પ્રગટ દેખાતો નથી, તિવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિ વડે સૂક્ષ્મ વસ્તુ જોવાવાળાને તે દેખાય છે.

यच्छेद्वाङ्मनसीप्राज्ञस्तद्यच्छेज्ज्ञानआत्मनि ।
ज्ञानमात्मनिमहतिनियच्छेत्तद्यच्छेच्छान्तआत्मनि ॥१३॥

વિવેકી અથવા વિદ્વાન્ ઇંદ્રિઓને મન વિશે લય કરે, મનને પ્રકાશ સ્વરૂપ બુદ્ધિ વિશે લય કરે, બુદ્ધિને મહત્તત્વમાં લય કરે અને મહત્તત્વને શાંત સ્વરૂપ આત્મા વિશે લય કરે.

उत्तिष्ठतजाग्रतप्राप्यवरान्निबोधत ।
क्षुरस्यधारानिशितादुरत्ययादुर्गम्पथस्तत्कवयोवदन्ति ॥१४॥

ઉઠો, જાગ્રત થાઓ, શ્રેષ્ટ ગુરૂને પામીને, આત્માને ઓળખો, એ મારગ સુગમ-સ્હેલો નથી, જેવું અસ્તરાની તિક્ષણ ધાર ઉપર ચાલવાનું કઠિન છે, તેવું એ છે એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે.

अशब्दमस्पर्शमरूपमव्ययंतथाऽरसन्नित्यमगन्धवच्चयत् ।
अनाद्यनन्तम्महतःपरन्ध्रुवंनिचाय्यतन्मृत्युमुखात्प्रमुच्यते ॥१५॥

તે શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત, અવિનાશી તથા રસ રહિત, નિત્ય એટલે સદા એક રસ, ગંધ રહિત, આદિ અને અંત રહિત, મહત્તત્વથી પણ પર, અચળ છે, તેને જાણીને મોતના મ્હોડામાંથી છુટાય છે.

**नाचिकेतमुपाख्यानंमृत्युप्रोक्तंसनातनम् ।**

**उक्त्वाश्रुत्वाचमेधावीब्रह्मलोकेमहीयते ॥१६॥**

યમરાજાએ નચિકેતાને કહેલું આ પુરાતન આખ્યાન કહીને તથા સાંભળીને બુદ્ધિમાન પુરૂષ બ્રહ્મ લોકને વિશે મહિમા પામે છે.

**यइमंपरमंगुह्यंश्रावयेद्ब्रह्मसंसदि ।**

**प्रयतःश्राद्धकालेवातदानन्त्यायकल्पते ।**

**तदानन्त्याय कल्पतइति ॥१७॥**

આ અત્યંત ગુપ્ત જ્ઞાન બ્રાહ્મણોની સભામાં અથવા શ્રાદ્ધ કાળે, પવિત્ર થઇને સંભળાવે તે અનંત ફળ મેળવવાને શક્તિમાન્ થાય છે-અનંત ફળ મેળવવાને શક્તિમાન્ થાય છે.

**॥ इति तृतीयावल्ली समाप्ता ॥**



# ચતુર્થ વલ્લી.

**पराञ्चिखानिव्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ्पश्यतिनान्तरात्मन् ।**
**कश्चिद्धीरःप्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥१॥**

સ્વતંત્ર એવો જે પરમેશ્વર તેણે બહારના વિષયમાં ઈંદ્રિયોને હાંકી કહાડી અથવા વાળેલી છે તેથી માણુસ બહાર જોય છે અને ભિતરમાં–અંતરમાં–અંદર નહિ. જેની આંખ ઢાંકેલી છે એવો કોઈ ધ્યાનશીલ પુરૂપ મોક્ષની ઈચ્છા રાખતો અંતઃકરણમાં રહેલો જે આત્મા તેને જોય છે.

**पराचःकामाननुयन्तिबाल्यास्तेमृत्योर्यन्तिविततस्यपाशम् ।**
**अथधीराअमृतत्वंविदित्वाध्रुवमध्रुवेष्विहनप्रार्थयन्ते ॥२॥**

મૂર્ખ અથવા અજ્ઞાની માણુસ બહારના વિષય પાછળ ધાય છે–દોડે છે. તે મૃત્યુની પાથરેલી જાળમાં પડે છે. ડાહ્યા અથવા સમજુ–વિવેકી છે તે મુક્તિદશા–અમર ભાવને નિશ્ચય જાણીને અનિત્ય પદાર્થને વિશે કંઈ માગતા નથી–ઈચ્છા કરતા નથી.

**येनरूपंरसंगन्धंशब्दान्स्पर्शांश्चमैथुनान् ।**
**एतेनैवविजानातिकिमत्रपरिशिष्यते । एतद्वैतत् ॥३॥**

જેને વડે–જેને લીધે રૂપ, રસ, ગંધ. શબ્દ, સ્પર્શ, સંભોગ એ સઘળું જાણવામાં આવે છે અને પછી બાકી શું રહે છે તે તે છે–(એટલે તે બ્રહ્મ છે).

**स्वप्नान्तंजागरितान्तश्चोभौयेनानुपश्यति ।**
**महान्तंविभुमात्मानंमत्वाधीरोनशोचति ॥ ४ ॥**

જેનાથી સ્વપ્ન અવસ્થાને અને જાગૃત અવસ્થાને બન્નેને તે જાણે છે તે મોટો વ્યાપક આત્મા છે એમ માનીને ધીર પુરૂષ શોક કરતો નથી.

यइमंमध्वदंवेदआत्मानंजीवमन्तिकात् ।
ईशानंभूतभव्यस्यनततोविजुगुप्सते । एतद्वैतत् ॥ ५ ॥

આ રચતાં કર્મનાં ફળને ભોગવનારો, પાસે રહેલો, ભૂત અને ભવિષ્યનો નિયંતા, જીવરૂપ આત્માને જે જાણે છે તે રક્ષણ કરવાની ઇચ્છા રાખતો નથી. એજ તે તે છે ( એટલે બ્રહ્મ છે ).

यःपूर्वन्तपसोजातमद्भ्यपूर्व्वमजायत ।
गुहांप्रविश्यतिष्ठन्तंयोभूतेभिर्व्यपश्यत । एतद्वैतत् ॥ ६ ॥

જેના તપ વડે જળ ઉત્પન્ન થયું, તે જળની પૂર્વે જે ઉત્પન્ન થયો, જે ગુફાને વિશે પેસીને રહેલો, કારણ કાર્ય રૂપ ભૂતો સહિત રહેલો જોય છે, એજ તે તેજ છે.

याप्राणेनसम्भवत्यदितिर्देवतामयो ।
गुहांप्रविश्यतिष्ठन्तींयाभूतेभिर्व्यजायत । एतद्वैतत् ॥ ७ ॥

સર્વ દેવતા રૂપ, પ્રાણ રૂપે જે સંભવે છે. અથવા ઉત્પન્ન થાય છે તે અદિતિ છે. જે ગુફાને વિશે પ્રવેશ કરીને સર્વ ભૂત સહિત પ્રગટ થાય છે એજ તે તેજ છે.

अरण्योर्निहितो,जातवेदागर्भइवसुभृतोगर्भिणीभिः ।
दिवेदिवईड्योजाग्रवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वैतत्॥८॥

ગર્ભવંતી સ્ત્રીએ ધારણ કરેલા ગર્ભની પેઠ, લાકડાંને વિશે રહેલો જાતવેદ નામે અગ્નિ છે. (જેને) ધ્યાનમાં તત્પર એવા મનુષ્યો દિન પ્રતિદિન હોમ દ્રવ્ય વડે સ્તવે છે. એજ તે તે છે.

यतश्चोदेतिसूर्य्योऽस्तंयत्रचगच्छति ।
तंदेवाःसर्व्वेऽर्पितास्तदुनात्येतिकश्चन । एतद्वैतत् ॥ ९ ॥

જ્યાંથી સૂર્ય ઉદય થાય છે—ઉગે છે, અને જ્યાં સૂર્ય અસ્ત થાય છે—આથમી જાય છે, તેને આધારે સર્વ દેવતા રહેલા છે. તેને

ઓળંગીને (જેની જરા પણ આજ્ઞાભંગ કોઈ કરતું નથી) કોઈ જતું નથી. એજ તે તે છે.

यदेवेहतदमुत्रयदमुत्रतदन्विह ।
मृत्योःसमृत्युमाप्नोतियइहनानेवपश्यति॥१०॥

જે અહિં છે તેજ ખરે ત્યાં છે, ત્યાં છે તેજ ખરે અહિં છે, એમાં જે જુદું—ફેર દેખે છે તે મૃત્યુથી ફરી ફરીને મરણ પામે છે.

मनसैवेदमाप्तव्यन्नेहनानाऽस्तिकिञ्चन ।
मृत्योःसमृत्युङ्गच्छतियइहनानेवपश्यति ॥११॥

એ મન વડેજ પ્રાપ્ત કરવા યોગ્ય છે, અહિં કંઇ ભેદ નથી, અહિં જે ભેદ દેખે છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે.

अङ्गुष्ठमात्रःपुरुषोमध्यआत्मनितिष्ठति ।
ईशानोभूतभव्यस्यनततोविजुगुप्सते । एतद्वैतत् ॥१२॥

પોતાને વિશે, અંગુઠા બરાબર પુરૂષ મધ્યમાં રહેલો છે. ભૂત અને ભવિષ્યનો તે અધિપતિ છે. તેનાથી છુપાવવાની ઈચ્છા નથી. એજ તે તે છે.

अङ्गुष्ठमात्रःपुरुषोज्योतिरिवाधूमकः ।
ईशानोभूतभव्यस्यसएवाद्यसउश्वः । एतद्वैतत् ॥१३॥

ધૂમાડા વિનાના તેજ જેવો એ અંગુઠા બરાબર પુરૂષ, ભૂત અને ભવિષ્યનો અધિપતિ, આજ છે અને કાલ પણ રહેશે. એજ તે તે છે.

यथोदकन्दुर्गेवृष्टम्पर्वतेषुविधावति ।
एवंधर्म्मान्पृथक्पश्यंस्तानेवानुविधावति ॥१४॥

ઉંચા પર્વતના ઉપર પડેલું વરસાદનું પાણી નીચે દોડીને પડે છે તેમ (આત્માના) ધર્મને જુદા જુદા જોવા વાળો તે ધર્મની પાછળ દોડે છે.

यथोदकंशुध्धेशुद्धमासिक्तन्तादृगेवभवति ।
एवम्मुनेर्विजानतआत्माभवतिगौतम ॥१५॥

શુદ્ધ પાણીમાં રેડેલું પાણી જેવું ને તેવુંજ રહે છે, અથવા એક રસ થાય છે, તેમ હે ગૌતમ (એટલે નચિકેતા) જાણવાવાળા મુનિના આત્માને છે.

॥ इति चतुर्थीवल्ली समाप्ता ॥



## પંચમ વલ્લી.

**पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।**
**अनुष्ठायनशोचतिविमुक्तश्चविमुच्यते । एतद्वैत् ॥१॥**

અગીઆર દરવાજાવાળું એક નગર, જેનું કુટિલ ચિત્ત નથી. અને જે જન્મ રહિત છે તેનું છે. તેનું જ્ઞાન પૂર્વક ધ્યાન કરીને માણસ શોચ કરતો નથી, અને મુક્ત થયલો મુક્તિને પામે છે. એજ તે તે છે.

**हꣳसःशुचिषद्वसुरन्तरिक्षसद्धोतावेदिषदतिथिर्दुरोणसत् ।**
**नृषद्वरसदृतसद्व्योमसदब्जागोजाऋतजाअद्रिजाऋतम्बृहत्॥२॥**

તે હંસ છે (એટલે ગમન કરે છે અથવા આત્મા કારવૃત્તિમાં રહીને અજ્ઞાનનો નાશ કરે છે માટે તે હંસ છે), શુચિષત્ છે (એટલે આદિત્ય રૂપ છે. આકાશ રૂપી દેશમાં સૂર્ય રૂપે તે ગતિ કરે છે), વસુ છે, (ધનને વસુ કહે છે, જે વસ્તુ ઘણી પ્રિય છે, જેમ ધન ઘણું પ્રિય છે તેમ એ છે તેથી વસુ છે) તે અંતરિક્ષસત્ છે, (એટલે વાયૂ રૂપે આકાશમાં ગતિ કરે છે) તે હોતા છે, (એટલે અગ્નિ રૂપ છે.), તે વેદિષત્ છે (પૃથ્વિ રૂપ છે), તે અતિથિ જે જળ છે તે રૂપે કળશમાં રહે છે માટે તે દુરોણસત છે, તે નૃષત્ છે ( મનુષ્યને વિશે રહેલો છે), તે વરસત્ છે, (મોટા જે દેવતા તેઓને વિશે રહેલો છે) તે ઋતસત્ છે (સત્ય અથવા યજ્ઞને વિશે રહેલો છે), તે વ્યોમસત્ છે (આકાશને વિશે રહેલો છે), તે અબ્જા છે, (શંખ, શીપ, મગર આદિ રૂપે જળમાં રહેલો છે) તે ગોજા છે. (પૃથ્વીમાં વનસ્પતિ અને અન્ન રૂપે રહેલો છે), તે ઋતજા છે, (યજ્ઞના સાધન રૂપથી ઉપજે છે માટે તે ઋતજા છે), તે અદ્રિજા છે (પર્વતમાંથી નદિ–જળ, રૂપે ઉત્પન્ન થાય છે) તે ઋત છે (સત્ય સ્વરૂપ છે), તે બૃહત્ (મોટો છે).

**ऊर्ध्वम्प्राणमुन्नयत्पानंप्रत्यगस्यति ।**
**मध्येवामनमासीनम्विश्वेदेवाउपासते ॥३॥**

પ્રાણ વાયુને તે ઉપર ચડાવે છે, અપાન વાયુને નીચે ઉતારે છે. મધ્યમાં રહેલા તે વામનજીને સઘળા દેવો ઉપાસે છે.

**अस्यविस्रंसमानस्यशरीरस्थस्यदेहिनः ।**
**देहाद्विमुच्यमानस्यकिमत्रपरिशिष्यते । एतद्वैतत् ॥४॥**

આ શરીરમાં રહેવાવાળો શરીરનો સ્વામિ, છુટવાનું પ્રયત્ન કરી શરીરમાંથી છુટો થાય છે ત્યારે તેનું અહિં (શરીરને વિશે) શું રહે છે. એ તે તેજ છે.

**नप्राणेननापानेनमर्त्त्योजीवतिकश्चन ।**
**इतरेणतुजीवन्तियस्मिन्नेतावुपाश्रितौ ॥५॥**

મરણને આધિન એવો જે મનુષ્ય તે પ્રાણ વાયુ વડે તેમજ અપાન વાયુ વડે કદી પણ જીવતો નથી. પણ એ બન્ને જેના ઉપર આધાર રાખે છે તે વડે જીવે છે.

**हन्ततइदम्प्रवाक्ष्यामिगुह्यंब्रह्मसनातनम् ।**
**यथाचमरणंप्राप्यआत्माभवतिगौतम ॥६॥**

હે ગૌતમ, હવે પુરાતન ગુપ્તને વિશે તને આ કહું છું, અને મરણ થયા પછી આત્મા કેવો થાય છે તે.

**योनिमन्येप्रपद्यन्तेशरीरत्वायदेहिनः ।**
**स्थाणुमन्येऽनुसंयन्तियथाकर्म्मयथाश्रुतम् ॥७॥**

કેટલાક જીવ–શરીર ધારણ કરવાને માટે યોનિ અથવા ગર્ભમાં જાય છે, બીજા સ્થાવરમાં જાય છે, પોતપોતાનાં કર્મ તથા જ્ઞાન પ્રમાણે.

**यएषसुप्तेषुजागर्त्तिकामंकामंपुरुषोनिर्मिमाणः ।**
**तदेवशुक्रंतद्ब्रह्मतदेवामृतमुच्यते ।**
**तस्मिँल्लोकाःश्रिताःसर्वेतदुनात्येतिकश्चन । एतद्वैतत् ॥८॥**

જે પુરૂષ બીજાઓ ઉંઘતા છતાં જાગે છે, અને વાંચ્છિત વિષયોને રચે છે, તેજ ખરે શુદ્ધ છે, તેજ બ્રહ્મ છે, તેનેજ અવિનાશી કહે છે. સર્વ લોક તેને વિશે આસરો લઇને રહેલા છે, તેને કોઈ ઓળંગી-વધી-જઇ શકતું નથી. એજ તે તે છે.

**अग्निर्यथैकोभुवनंप्रविष्टो,रूपंरूपंप्रतिरूपोबभूव ।**
**एकस्तथासर्व्वभूतान्तरात्मा,रूपंरूपंप्रतिरूपोबहिश्च ॥ ९ ॥**

જેમ અગ્નિ સૃષ્ટિ અથવા આ લોકને વિશે વ્યાપ્ત થઇને દરેક રૂપ ધારી વસ્તુના સરખો રૂપવાળો થઇ રહ્યો છે, તેમ સર્વ ભૂત પ્રાણિયોના અંતરમાં રહેલો જે આત્મા તે એક છતાં, જેવું પદાર્થનું રૂપ તેવો થઈ રહ્યો છે, અને બહાર પણ રહેલો છે.

**वायुर्यथैकोभुवनंप्रविष्टोरूपंरूपंप्रतिरूपोबभूव ।**
**एकस्तथासर्व्वभूतान्तरात्मारूपंरूपंप्रतिरूपोबहिश्च ॥ १० ॥**

જેમ વાયુ સૃષ્ટિ અથવા આ લોકને વિશે વ્યાપ્ત થઇને રૂપ ધારી વસ્તુના સરખો રૂપવાળો થઈ રહ્યો છે તેમ સર્વ ભૂત પ્રાણિયોના અંતરમાં રહેલો જે આત્મા તે એક છતાં જેવું પદાર્થનું રૂપ તેવો થઈ રહ્યો છે, અને બહાર પણ રહેલો છે.

**सूर्य्योयथासर्व्वलोकस्यचक्षुर्नलिप्यतेचाक्षुषैर्बाह्यदोषैः ।**
**एकस्तथासर्व्वभूतान्तरात्मानलिप्यतेलोकदुःखेनबाह्यः ॥११॥**

સર્વ લોકની આંખ જે સૂર્ય તે જેમ આંખના દોષથી અને બહારના દોષથી લેપ પામતો નથી તેમ સર્વ ભૂતના અંતરને વિશે જે આત્મા રહેલો છે તે લોકનાં દુખથી લેપાતો નથી, કેમકે તે બહાર પણ છે.

**एकोवशीसर्व्वभूतान्तरात्माएकंरूपम्बहुधायःकरोति ।**
**तमात्मस्थंयेऽनुपश्यन्तिधीरास्तेषांसुखंशाश्वतंनेतरेषाम् ॥१२॥**

જે એક, સઘળું જેને વશ છે, સર્વ ભૂતનો અંતર આત્મા છે, એક રૂપના અનેક રૂપ જે કરે છે, તેને ધીર–ડાહ્યા પુરૂષો પોતાને વિશે જોય છે. નિત્ય સુખ તેઓનું છે અને બીજાનું નથી.

नित्योऽनित्यानाश्चेतनश्चेतनानामेकोबहूनांयोविदधातिकामान् ।
तमात्मस्थंयेऽनुपश्यन्तिधीरास्तेषांशांन्तिःशाश्वतीनेतरेषाम्॥१३॥

અનિત્યમાં જે નિત્ય છે, ચેતનનું જે ચેતન છે, જે એક છતાં ઘણાની કામના–ઇચ્છા પુરી પાડે છે. તેને ધીર અથવા વિવેકી પુરૂષ પોતાને વિશે જોય છે. નિત્ય શાંતિઃ તેનીજ છે અને બીજાની નથી.

तदेतदितिमन्यन्तेऽनिर्देश्यम्परमंसुखम् ।
कथन्नुतद्विजानियांकिमुभातिविभातिवा ॥ १४ ॥

જેનું વર્ણન નહિ થઇ શકે તે ઉત્કૃષ્ટ સુખ રૂપ છે તેને તે તત્–તે છે એમ મનાય છે, તે પ્રકાશે છે કે કેમ તે મારે કેમ જાણવું.

नतत्रसूर्य्योभातिनचन्द्रतारकन्नेमाविद्युतोभान्तिकुतोऽयमग्निः ।
तमेवभान्तमनुभातिसर्व्वन्तस्यभासासर्व्वमिदंविभाति ॥ १५ ॥

ત્યાં (તેને વિશે) સૂર્ય પ્રકાશતો નથી, નહિ ચંદ્ર, નહિ તારા, નહિ વિજળી, તો અગ્નિ તો કયાંથીજ. તે પ્રકાશમાન થતાં તેની પાછળ સઘળું ભાસે છે. તેનાજ પ્રકાશથી અહિં સઘળું ભાસે છે.

॥ इति पंचमीवल्ली समाप्ता ॥

# ષષ્ઠ વલ્લી.

**ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।**
**तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु**
**नात्येति कश्चन । एतद्वै तत् ॥१॥**

મૂળ ઉંચે અને ડાળી નીચે એવું પુરાતન જુનું અશ્વત્થ (પીપળાનું) ઝાડ છે. તેજ શુદ્ધ છે, તેજ બ્રહ્મ, અવિનાશિ તેજ કહેવાય છે. સર્વ લોક તેને વિશે આસરો લઇને રહેલા છે. તેને ઓળંગી કોઈ જઈ શકતું નથી. એ જ તે તે છે.

**यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।**
**महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥२॥**

આ જે કંઇ સઘળું જગત છે તે તેનાથી નીકળેલું છે, તેનાથી ચાલે છે, તે મોટા ભય રૂપ, ઉગામેલું વજ્ર છે, તેને જેઓ જાણે છે તેઓ મરણ ધર્મથી છુટે છે.

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥३॥**

તેના ભયથી અગ્નિ તપે છે, ભયથી સૂર્ય તપે છે, ભયથી ઇંદ્ર, ભયથી વાયુ, અને પાંચમું મૃત્યુ એ દોડયાં જાય છે.

**इह चेदशकद्बोद्धुं प्राक्शरीरस्य विस्रसः ।**
**ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥४॥**

જો શરીર પડતાં પહેલાં. તેને જાણવાને (માણસ) અશક્ત હોય છે તો સૃષ્ટિ રચનામાં આવવાવાળા લોકોમાં શરીર ધારણ કરવાવાળો તે ગણાય છે.

यथाऽऽदर्शेतथाऽऽत्मनियथास्वप्नेतथापितृलोके ।
यथाऽप्सुपरीवददृशेतथागन्धर्वलोके छायातपयोरिवब्रह्मलोके ॥

જેવું આરસીમાં તેવું આત્મામાં, જેવું સ્વપ્નામાં તેવું પિતૃ લોકમાં, જેવું જળમાં ઝાંખુ દેખાય છે, તેવું ગંધર્વ લોકમાં, છાયા અને પ્રકાશની પેઠે બ્રહ્મ લોકે.

इन्द्रियाणाम्पृथग्भावमुदयास्तमयोचयत् ।
पृथगुत्पद्यमानानांमत्वाधीरोनशोचति ॥६॥

જુદી જુદી ઉત્પન્ન થયલી ઇંદ્રિયો જુદી છે અને તેની ઉત્પત્તિને વિનાશ કેમ થાય છે તે જાણીને ધીર પુરૂષ શોક કરતો નથી.

इन्द्रियेभ्यःपरंमनोमनसःसत्वमुत्तमम् ।
सत्वादधिमहानात्मामहतोऽव्यक्तमुत्तमम् ॥७॥

ઇંદ્રિથી મન પર છે, મનથી બુદ્ધિ પર અથવા ઉત્તમ છે, બુદ્ધિથી મહત્તત્વ પર છે અને મહત્તત્વથી અવ્યક્ત પર છે.

अव्यक्तात्तुपरःपुरुषोव्यापकोऽलिङ्ग एवच ।
यज्ज्ञात्वामुच्यतेजन्तुरमृतत्वञ्चगच्छति ॥८॥

અવ્યક્તથી પર પુરૂષ છે અને તે વ્યાપક છે, અલિંગ છે. તેને જાણીને જીવ મુક્ત થાય છે અને અમર ભાવને પામે છે.

नसन्दृशेतिष्ठतिरूपमस्यनचक्षुषापश्यतिकश्चनैनम् ।
हृदामनीषीमनसाऽभिक्लृप्तोयएतद्विदुरमृतास्तेभवन्ति ॥९॥

એનું રૂપ દૃષ્ટિમાં રહેલું નથી. એને કોઇ આંખવડે જોતું નથી. રૃદયને વિશે જે મન સત્તાધારી રહેલું છે, તે મન વડે તે પ્રકાશિત થાય છે. એને જે જાણે છે તે મરણ રહિત થાય છે.

यदापञ्चावतिष्ठन्तेज्ञानानिमनसासह ।
बुद्धिश्चनविचेष्टतेतामाहुःपरमाङ्गतिम् ॥१०॥

જ્યારે પાંચ જ્ઞાનેંદ્રિ મન સહિત સ્થિર થાય છે અને બુદ્ધિ ચેષ્ટા કરતી નથી, ત્યારે પરમગતિ થાય છે એમ કહેવાય છે.

तांयोगमितिमन्यन्तेस्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदाभवतियोगोहिप्रभवाप्ययौ ॥११॥

યોગ તે તે મનાય છે કે ઇંદ્રિયો નિશ્ચય ધારણ કરવી. ત્યારે માણસ પ્રમાદ રહિત થાય છે કેમકે યોગ પ્રગટ થાય છે અને લય પામે છે.

नैववाचानमनसाप्राप्तुंशक्योनचक्षुषा ।
अस्तीतिब्रुवतोऽन्यत्रकथंतदुपलभ्यते ॥१२॥

વાણીથી, મનથી તે પ્રાપ્ત થતો નથી, ને નેત્રથી પણ નહિ. તે છે એમ જે કહે છે તેના વિના બીજાને તે કેમ પ્રાપ્ત થાય.

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेनचोभयोः ।
अस्तीत्येवोपलब्धस्यतत्त्वभावःप्रसीदति ॥१३॥

"તે છે" એ ભાવથી તેને ઓળખવો જોઇએ (એટલુંજ નહિ પણ) તેના ખરા તત્વથી, એટલે સત્ અને અસત્ ભાવથી તેની ઓળખ કરવી જોઇએ. "તે છે" એવી ઓળખ જેને થયલી છે તેનેજ ખરો તત્વભાવ પ્રકાશમાન થાય છે.

यदासर्व्वेप्रमुच्यन्तेकामायेऽस्यहृदिश्रिताः
अथमर्त्योऽमृतोभवत्यत्रब्रह्मसमश्नुते ॥१४॥

હૃદયને વિશે રહેલી ઇચ્છા જ્યારે સઘળી છોડી દેવામાં આવે છે ત્યારે મરણ આધિન જે મનુષ્ય તે મરણ રહિત થાય છે, અને બ્રહ્મને પામે છે.

**यदासर्व्वेप्रभिद्यन्तेहृदयस्येहग्रन्थयः ।**
**अथमर्त्योऽमृतोभवत्येतावदनुशासनम ॥१५॥**

જ્યારે હૃદયની સઘળી ગ્રંથી–ગાંઠ છુટી જાય છે,–નાશ પામે છે ત્યારે મરણ આધિન જે મનુષ્ય તે મરણ રહિત થાય છે, એટલો ઉપદેશ છે.

**शतञ्चैकाचहृदयस्यनाड्यस्तासाम्मूर्द्धानमभिनिःसृतैका ।**
**तयोर्ध्वमायन्नमृतत्वमेतिविष्वङ्ङन्यात्उक्रमणेभवन्ति ॥१६॥**

રૂદયની એકસો ને એક નાડિયો છે, તેમાંની એક નીકળીને મસ્તકમાં ગયલી છે, તેમાં ઊંચે ચઢીને જે જાય છે તે અમર ભાવને પામે છે. બીજી જુદે જુદે માર્ગે જવાવાળી નાડી પ્રાણને બહાર નીકળવા માટે છે.

**अङ्गुष्ठमात्रःपुरुषोऽन्तरात्मासदाजनानांहृदयेसन्निविष्टः ।**
**तंस्वाच्छरीरात्प्रबृहेन्मुञ्जादिवेषीकांधैर्येण ।**
**तंविद्याच्छुक्रममृतमितितंविद्याच्छुक्रममृतमिति ॥१७॥**

અંગુઠા પ્રમાણનો પુરૂષ જે અંતરાત્મા છે તે જનોના હૃદયને વિશે હંમેશ રહેલો છે. તેને ધૈર્યથી પોતાના શરીરમાંથી, ઘાસમાંથી સળીની પેઠે, કહાડવો જોઈયે. તેને શુદ્ધ અને અમૃત રૂપ જાણવો, તેને શુદ્ધ અને અમૃત રૂપ જાણવો.

**मृत्युप्रोक्तांनचिकेतोऽलब्ध्वाविद्यामेतांयोगविधिञ्चकृत्स्नम् ।**
**ब्रह्मप्राप्तोविरजोऽभूद्विमृत्युरन्योऽप्येवंयोविदध्यात्ममेव ॥१८॥**

યમરાજાએ ઉપદેશ કરેલી બ્રહ્મ વિદ્યા અને સંપૂણ યોગ વિધિને પામીને નચિકેતા બ્રહ્મને પામ્યો અને મૃત્યુ રહિત થયો. બીજો કોઈ એવી અધ્યાત્મ વિદ્યાને જાણે તો તેવો થાય.

**ॐ सहनाववतुसहनौभुनक्तु सहवीर्यंकरवावहै तेजस्विनावधीतमस्तु माविद्विषावहै ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥ हरि ॐ ॥१९॥**

તે અમો બન્નેનું રક્ષણ કરો, અમો બંન્નેનું પાલન કરો, અમો બન્નેને સામર્થ્યવાન કરો, અમો બન્નેનેએ કરેલું અધ્યયન તેજસ્વિ થાઓ, અમો બન્નેને દ્વેષ અથવા પ્રમાદ નહિ થાઓ, **ओम्** શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**॥ इति षष्ठमीवल्ली समाप्ता ॥**

---

**कर्पूर गौरं करुणावतारं संसार सारं भूजगेन्द्रहारंम् ।**
**सदावसतं हृदयारविन्दे भवं भवानि सहितं नमामि ॥**

કપૂરના જેવા ઉજળા રંગવાળા, દયાની મૂર્તિ જેવા, સંસારના સાર (તત્ત્વ) રૂપ; મોટા સાપોના આભુષણવાળા, હૃદયકમલમાં નિરંતર વસતા-એવા પાર્વતી સહિત શંકર ભગવાનને નમસ્કાર કરૂં છું.

**असित् गिरिसमं स्यात्कज्जलं सिधुपात्रे**
**सुरतरुवर शाखा लेखिनी पत्रमुर्वी ।**
**लिखति यदि गृहित्वा शारदा सर्वकालं**
**तदपि तव गुणानामीश पारं न याति ॥**

સમુદ્ર જેવડા ખડીયામાં પર્વત જેટલી કાજળ નાંખી શાહી બનાવી હોય, કલ્પ વૃક્ષની ડાળીની કલમ બનાવી હોય, પૃથ્વીના પટ જેવડો કાગળ હોય અને ( વિદ્યાની દેવી ) સરસ્વતિ સ્વયં સર્વકાલ (હંમેશાં આપના ગુણાનુવાદ) લખ્યા કરે તોપણુ હે ઈશ ( હે પરમેશ્વર ) આપના ગુણાનુવાદનો પાર આવે તેમ નથી.

અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપ્યું અને પ્રસિદ્ધ કર્યું.

આવૃત્તિ ૧લી. સને ૧૯૨૯. પ્રત ૧૧૦૦.